ॐ असिआउसाय नमः

# વીર પ્રભુની સ્તુતિ.



યોજક.

લીંબડી સંપ્રદાયના ગુરૂ મહારાજ શ્રી

મંગળજી સ્વામીના શિષ્ય મુની શ્રી

શામજી.

પ્રકાશક

શા. દુર્લભજી લક્ષ્મીચંદ,

વિંછીયા (કાઠીઆવાડ.)

મૂલ્ય—સદુપયોગ.

श्री जिनेन्द्राय नमः

પ્રાતઃ સમયે વ્યાખ્યાનના પ્રારંભમાં બોલાતી વીર પ્રભુની સ્તુતિ.

ॐ नमो अरिहंताणं; नमो सिद्धाणं;

नमो आयरियाणं; नमो उवज्झायाणं;

नमो लो ए सव्वसाहुणं.

અથ વર્તમાન શાસનપતિ, મહોપકારી, શ્રી શ્રી શ્રમણ ભગવંત શ્રી મહાવીર દેવ, દેવાધિદેવ, ચરમ તારૂ, પરમ વારૂ, દયાનિધિ, કરૂણાસાગર, ભાનુભાસ્કર, જીવ દયા પ્રતિપાલ, કર્મ શત્રુના કાલ મહા માહણ, મહાગોવાલ, પરમ સાર્થવાહ, પરમ નિર્યામક, પરમ વૈદ્ય, પરમ ગારૂડી, પરમ સનાતન, અનાથના નાથ, અશરણના શરણ, અબંધવના બંધવ, આગાના ભેરૂં, સંત ઉદ્ધારણ, શિવસુખકારણ, રાજરાજેશ્વર પુરૂષ, હંસ પુરૂષ, સુપાત્ર પુરૂષ, નિર્મલપુરૂષ, નિષ્કલંકીપુરૂષ, નિર્મોહીપુરૂષ નિર્વિકારી પુરૂષ, ઇચ્છા નિરોધ તપસ્વી, ચોત્રીસ અતિશયે કરી બિરાજમાન પાંત્રીસ પ્રકારની સત્ય વચન વાણી ગુણે કરી સહિત, એક હજાર અષ્ટ ઉત્તમ લક્ષણના ધરણહાર, શ્રીશ્રી સિદ્ધાર્થ નંદન, ત્રિભુજગવંદન, અધમલ ભંજન, ભવભય ભંજન, અરિદલગંજન, પાપદુઃખનિકંદન, દયાયે ક્ષમાયે કરી શીતળ શીતળ ચંદન, દીન દયાળુ પરમમયાળુ, પરમકૃપાળુ, પરમપવિત્ર, પરમસજ્જન, પરમમિત્ર, પરમ માવિત્ર,

પરમવાલેશ્વરી, પરમહિતવંછક, સફરીજહાંજસમાન, જગતમાતા, જગતપિતા, જગતભ્રાતા, જગતજીવન, જગતસોહન, જગતમોહન, જગતપાવન, જગતભાવન, જગત ઇશ્વર, જગતવીર, જગતધીર, જગતગંભીર, જગતઇષ્ટ, જગતમીષ્ટ, જગતદીપક, જગતવત્સલ, જગતરક્ષક, જગતનાથ, જગતલોચન, જગત મિત્ર, જગત વિભુ, જગતપ્રભુ, જગતમુકુટ, જગતપ્રકટ, જગતનંદન, જગતવંદન, ચૌદરાજલોકનેવિષે ચુડામણી મુકુટ સમાન, ભવ્યજીવનાહૃદયનાં નવસરહાર, શીયલપૂંજ, જગતશિરોમણી, ત્રિભુવનતિલક, સમવસરણના સાહેબ, સરસ્વતિના તરંગ, ગણધરદેવના ગુરૂરાજ, છકાયના છત્ર, ગરીબના જીવનહાર, મોહના ઘરંટ્ટ, વાણિના પદ્મ સરોવર, સાધુના સેહરા, લોકના અગ્રેશ્વર, અલોકના સાધનહાર, ત્રાસિતના શરણાગત, મોક્ષના દાનેશ્વરી, ભવ્ય જીવના લોચન, કુમતિ કુબુદ્ધિના નિકંદન, સંતોષના મેરૂ, સુયશના કમલ, સુખના સમુદ્ર, ગુણના હંસ, શબ્દના કેસરી, યમના જીતણહાર કાલના ભક્ષણ હાર, મનના અંકુશ, મનુંજના કલ્પ વૃક્ષ સમાન, સમ દૃષ્ટિના માત પિતા, ચતુર્વિધ સંઘના ગોવાલ, ધરતિને વિષે ઇન્દ્ર ધ્વજ સમાન, આકાશના સ્તંભ સમાન, મુકિતના વરરાજા, કેવલના દેણહાર, ચોસઠ ઇન્દ્રના પૂજનિક, વંદનિક, અર્ચનિક, સ્મરણનીય, એવા દીનોદ્ધાર, દીબનબંધુ, દીનઆધાર, સર્વદેવનકા દેવ, સર્વ મુનિના નાથ, સર્વયોગિના ઠાકુર પુરૂષ, તરણ તારણ, દુખ નિવારણ,

અધમોદ્ધારણ, ભવદુખ ભંજન, સમતાના સિંધુ, દયાના સાગર, ગુણના આગર, રત્ન ચિંતામણી સમાન પ્રાશ્વર્વમણિ સમાન, કામદુધા ધેનુ સમાન, ચિત્રાવેલ સમાન, મોહનવેલ સમાન, કલ્પવેલ સમાન, અમૃત રસના કુંભ સમાન, સુખના કરણહાર, દુઃખના હરણહાર, પાપ પડલ તિમિરના ટાળણ હાર, મિથ્યાત્વ રૂપ અંધકારના મિટાવણહાર, ચંદ્રમાની પેરે શીતળ શીતળ દશાના ધણી, સૂર્યની પેરે ઉદ્યોતના કરણહાર, સમુદ્રની પેરે ગંભીર, મેરૂની પેરે અડોલ, વાયુની પેરે અપ્રતિબંધ વિહારી, ગગનની પેરે નિરાલંબી, મારવાડી વૃષભધોરી સમાન, પંચાનન કેસરી સિંહ સમાન, એવા દેવાધિદેવ, ઉગ્ર તપસ્વી, દિપ્ત તપસ્વી, તપ્ત તપસ્વી, મહા તપસ્વી, ઘોર તપસ્વી, એહવી આકરી જાજવલ્યમાન તપસ્યાના કરણહાર, એહવા લોકોત્તર પુરૂષ, અભય દાન દાતા, જ્ઞાન ચક્ષુ દાતા, મોક્ષ માર્ગ દાતા, સંયમ જીવતર દાતા, બોધી બીજ દાતા, આત્મિક ધર્મ દાતા,

ચરમ જીનેશ્વર જગધણિ,
જીન શાસન શણગાર;
ભાવ ધરીને સમરતાં
પામીજે ભવ પાર.

એહવા તત્વાનંદી, તત્ત્વ વિશ્રામી, અનંત ગુણના ધણી, અલક્ષ ગુણના ધણી, અનંત રૂપના ધણી, અનંત અવ્યાબાધ આત્મિક સુખના ધરણહાર, સફલ નામ ને સફલ ગોત્રના ધરણહાર, મહણો મહણો શબ્દના પ્રકાશણહાર.

## દોહરા.

મહણો મહણો જીવને, એ જીન વાણિ ભાખ;
દશ વિકાલિક દેખ લો, સર્વ સૂત્રકી શાખ. (૧)
મહણો મહણો જીવને, એ જીનવર ઉપદેશ;
હેતુ પુસ્તકે જાણજો, દયા ધર્મ છે એશ. (૨)
હિંસા દુઃખની વેલડી, હિંસા દુઃખની ખાણ;
અનંત જીવ નરકે ગયા, હિંસા તણાં ફળ જાણ. (૩)
દયા તે સુખની વેલડી, દયા તે સુખની ખાણ;
અનંત જીવ મુકને ગયા, દયા તણા ફલ જાણ. (૪)
દયા સ્વર્ગનું બારણું, દયા મોક્ષની વાટ,
દયા નરકનું ઢાંકણું, દયા ખત અઘાટ (૫)
જીવ મારતાં નરક છે, રાખતાં છે સ્વર્ગ;
એ બેઉ છે વાટડી, જીવ ભાવે તે લગ. (૬)
સુક્ષ્મ અપ્પજીતા થકી, પંચેન્દ્રીય પર્યંત
હિંસા મુકો હોંશથી, શીવ કાંતાના કંત. (૭)
મુષ્ટી પ્રહારથી માંડીને, પ્રાણ હરણ પર્યંત;
હિંસા મુકો હોંશથી, શીવ કાંતાના કંત. (૮)
જીવ દયા પાળી નહિ, પાળી નહિ છકાય;
સૂના ઘરનો પ્રાહુણો, જેમ આવ્યો તેમ જાય. (૯)
જીવ દયા પાળી સહી, પાળી જેણે છકાય;
વસતા ઘરનો પ્રાહુણો, મીઠાં ભોજન ખાય. (૧૦)
સુખ દીધે સુખ હોત હે, દુઃખ દીધે દુઃખ હોય;
ઝેર આરોગી જે સુવે, ઉઠ્યા વાટ ન જોય. (૧૧)
સુખ દીધે સુખ હોત હે. દુઃખ દીધે દુઃખ હોય;
આપ હણે નહિ અવરકું, આપકુ હણે ન કોય. (૧૨)
સુખ દીધે સુખ હોત હે, દુઃખ દીધે દુઃખ હોય;
એક વ્યવ્હારી એક વાઘરી, પ્રત્યક્ષ પટંતર જોય. (૧૩)

એહવું જાણી, અહો! દેવાનુ'પ્રિય, અહો! ભવ્ય પ્રાણિ, અહો! ઉત્તમ પ્રાણિ, છકાયના જીવની દયા પાલો, રક્ષા કરો, અનુકંપા રાખો, કોઇ જીવને હણશો તો હણાવું પડશે, છેદશો તો છેદાવું પડશે, ભેદશો તો ભેદાવું પડશે, જેવે રસે કર્મને બાંધશો તેવે રસે ભોગવવા પડશે.

'कडाण कमाण न मोख अथि.'

આ જીવે જે જે કર્મ કીધેલાં છે તે ભોગવ્યા વિના છુટકો નથી.

श्लोक.

कृतकर्म क्षयो नास्ति, कल्प कोटिशतैरपि,
अवश्यमेव भोक्तव्यम्, कृतकर्म शुभाशुभम्। १।
उदयति यदि भानुः पश्चिमायां दिशायाम्,
प्रचलति यदि मेरुः शीततां वन्हि याति।
विकसति यदि पद्मं पर्वताग्रे शिलायाम्,
तदपि न चलतीयं भाविनी कर्मरेखा. ॥ २ ॥
जनक नृपति कन्या सर्व लोकैक धन्या,
रघुकुलवरपत्नी लग्न कर्ता वसिष्ठः।
तदपि गहनगामी जानकी सत्यरूपा,
नचलति विधिवश्या भाविनी कर्म रेखा ॥ ३ ॥
मंत्रं न तंत्रं न च भेषजं वा,
न कामकुंभो न च कामधेनुः।

न कल्प वृक्षो न पराक्रमेण,

पूर्वं विलेख्यं खलुचालयन्ति ॥ ४ ॥

જે પૂર્વ લિખિત કર્મ છે તે ભોગવ્યા વિના કોઇથી ચલાયમાન થઈ શકે એમ નથી એવી નિર્વઘ વાણિના પ્રકાશણહાર શ્રમણ ભગવન્

नाय कुल नंदणो, महप्पा महावीरो,

उपन्नाणदंसणधरे, अरहा जिन केवली,

अपरिसा विकेता—अनाश्रवि पुरुषं.

તે પ્રભુજી દેવાધિદેવ અનંત ગુણે કરી બીરાજીત છે.

દોહરો.

એક જીભે કરી કયમે કહું પ્રભુ તુંમ ગુણ અનંત,
કોડ જીભે કરી સૂર કહે, તોય ન પાવે અંત.
પૃથિવ સર્વ કાગળ કરે, લેખન કરે વનરાય,
સમુદ્ર સઘળી શાહી કરે, પ્રભુ ગુણ લખ્યા નવ જાય. (૨)
તલાવ નદીયું તુંબડે, આરપાર ઉતરાય,
પણ જે સાગર સંપૂર્ણ ભર્યો, તે તો નવી તરાય. (૩)
ગુણ અનંત એક જીભથી, કહ્યાં મેં નવ જાય,
સાગર સંપૂર્ણ ભર્યો, નહિ ગાગરમાં સમાય. (૪)
પ્રભુ ગુણ સો સાગર ભર્યો, કવિ કપોતકી ચાંચ,
પીત ન ખુટે પ્રેમ રસ, યાચે ભવનો અંત. (૫)

असित गिरि समंस्यात्कज्जलं सिंधुपात्रे ।
सुर तरुवरशाखा लेखिनी पत्र मूर्वी ।
लिखति यदि गृहित्वा शारदा सर्व कालं ।
तदपि तव गुणानामीश पारं न याति ॥

તો પણ હે ઇશ, હે ઠાકોર, હે જીનેન્દ્રદેવ, હે ત્રિલોકી નાથ, ત્રણ જગતનાં અધિપતિ, પરમાત્મ દેવ તમારા ગુણસ્તુતિ કીર્તનનો કોઇ પણ પાર પામી શકે નહિ. એવા જીનેન્દ્ર દેવના અનંતા ગુણો રહી ગયેલા છે તે ગુણ કહ્યામાં ન આવે, મંથ્યામાં ન આવે, વર્ણવ્યામાં ન આવે, એવા અકળ સ્વરૂપી અવિગત સ્વરૂપી જીનેશ્વરદેવ, સુરીનર મુનિવર કરે જશ સેવ, તે પ્રભુજી દેવાધિદેવ ચોવીશમા ચરમ તીર્થંકર મહાવીર દેવ વર્ધમાન સ્વામી પોતે ત્રિશ વર્ષ લગી ગ્રહસ્થા વાસપણે રહ્યા પછી માગશીર્ષ વદી દશમીને દીને એકાકી પણે સંયમ લીધો. સંયમ લઈ કરી સાડા બાર વર્ષ ને પંદર દિવસ સુધી મહા મહેનતો કરી, ઉગ્ર કરણી કમાણી કરી ઘોર તપશ્ચર્યા કરી અનેક મનુષ્ય તિર્યંચના પરિસહને સમભાવે સહન કરી, કર્મને ટાળી, કર્મને ગાળી કર્મને પ્રજાળી, કર્મને દુર છાંડી, કર્મના દેણા દઇ કરી, કર્મથી નિઃકરજા થઇ કરી, જંભીકા ગામને બાહિરે, રૂજુવાલીકા નદીના તીરે, શ્યામક નામા ગાથા પતિના ક્ષેત્રમાં, વેયાવૃત્યનામા યક્ષના દેવલ પાસે, શાલ્મલિ નામા વૃક્ષની હેઠે, વેશાખ વદી દશમીને દીને પાછલે પ્રહરે, કેવલ જ્ઞાન, કેવલ દર્શન પામ્યા. ઘણા જીવોને તારી, પ્રતિબોધી, નિહાલ કરી, બહુતેર વર્ષનું આયુષ્ય ભોગવી, પાવા પુરી નગરીને વિષે, ચરમ ચોમાસું રહી, અવસાન સમયે, સોલ પ્રહર લગી, અવિચ્છિન્નપણે, અમોઘ વાણી વર્ષાવતા, કાર્તિક વદી અમાવાસ્યાની રાત્રે પાછલે પ્રહરે, મોક્ષ નગર પૂર પાટણે સિધાવ્યા.

પણ જે જગતવાસી જંતુ જીવ અનાદિ કાળ થયાં, ચાર ગતિ, ચોવીસ દંડક, ચોરાશી લક્ષ જીવા યોનિને વિષે, એક ક્રોડ ને સાડી સતાણું લાખ કુલ કોડીને વિષે, પરિભ્રમણ કર્યા કરે છે, રખડયા કરે છે, અજ્ઞાને કરી, અવ્રતે કરી, પ્રમાદે કરી, કષાયે કરી, રાગ દ્વેષના પ્રતિબંધ વડે કરી, રખડતાં થકી, અનંત કાલ ચક્ર વહી ગયા, અનંત પુદ્ગલ પરાવર્તન વહિ ગયા, પણ સંસાર રૂપી સેતખાનાં, બંધીખાનાં, આપદ્ખાનાં, દુખખાનાં, જન્મ જરા મરણને, શારિરીક માનસિક, દુઃખનો પાર આવ્યો નહિ; જીવને જ્ઞાન ગુણ પ્રગટ થયું નહિ; અજ્ઞાન પણું હલ્યું નહિ; વીતરાગના માર્ગને પામ્યે જ નહિ; કદાચિત પામ્યો તો દ્રવ્યથી, પણ ભાવથી તે માર્ગનું સેવન કરી શકયો નહિ. રાગ દ્વેષની ગ્રંથીને તોડી શકયો નહિ; પોતાનું વંકાઇપણું, જડતા દુવેઢાપણું, તેને જરા પણ સુધારો શકયો નહિ. અનાદિ કાળનો ઉલટો સ્વભાવ તેને સુલટો કરી શકયો નહિ. પરભાવનો ત્યાગ કરી સ્વભાવમાં રમણ કરી શકયો નહિ. એહવા પામર જીવો અનંત કાળ થયા આ સંસાર રૂપી મહા વિષમ અટવીમાં રખડયા કરે છે, કર્માનુયોગ વડે નરક નિગોદાદિકનાં દુખો ભોગવે છે; જન્મ જરા મરણનાં દુઃખો ભોગવે છે, આધિ વ્યાધિ ઉપાધિ, શારિરીક, માનસિક દુઃખો ભોગવે છે તે દુઃખી પ્રાણીઓ દેખી કરી, પરમાત્મદેવે આપણા ઉપર કરૂણા લાવી, મહેર લાવી, દયા લાવી, અનુકંપા

લાવી, તે દુખો થકી મુક્ત કરવા માટે, સદ્ ગતિના સુખો પમાડવા સારૂ, આત્મિક લક્ષ્મી પ્રગટ કરવા માટે, અનંત આત્મિક મોક્ષ નગરીનાં સુખો પમાડવા સારૂ, જીનેન્દ્ર દેવે અપૂર્વ સિદ્ધાંતોથી ભરપુર આગમ વાણિ પ્રકાશી.

સવૈયા.

વીરં હેમા ચલસેં નીઠસી,
                    ગુરૂ ગૌતમ કે મુખ કુંડ ધરી હે,
મોહ મહાચલ ભેદ ચલી,
                    જડકી જડતા સબ દુર કરી હે,
જ્ઞાન પયોનિધિ માંહિ ભળી,
                    બહુ ભંગ તરંગ નસે ઉછલી હે,
નિર્મલ જ્ઞાન ગંગા વહતિ,
                    પ્રણુમી અંજલી નિજ શીશ ધરી હે,
જ્ઞાન જલે ભરીઆ સલિલાં,
                    સુર ધેનુ પ્રમોદ સુક્ષીર નીધાની,
કર્મની વ્યાધી હરંતિ શિવા
                    અઘમેલ હરંતિ શિવા કરમાની
જૈન સિધાંતકી જ્યોતી ખરી
                    સૂર્ય દેવ સ્વરૂપ મહા સુખખાની
લોક અલોકે પ્રકાશ ભર્યો
                    મુનિરાજ બખાનત હે જીન બાની.

એવા વીર પરમાત્માની વાણી, સર્વ જીવોને સર્વદા મહામંગલની કરનારી છે, તે વાણિમાં વર્તમાન કાલે નીચેના આગમો બીરાજીત છે.

અગ્યાર અંગ; બાર ઉપાંગ, ચાર મુલ, ચાર છેદ બત્રીસમું આવશ્યક.

અગ્યાર અંગનાં નામઃ

(૧) આચારંગજી; (૨) સુયગડાંગજી;

(૩) ઠાણુંાંગજી; (૪) સમવાયંગજી;

(૫) ભગવતિ વિવિહા પન્નતિજી;

(૬) જ્ઞાના ધર્મ કથાજી (૭) ઉપાસક

દસાંગજી(૮ અંતગડ દસાંગજી;(૯) અનુત્તરોવવાઇજી;
(૧૦) પ્રશ્ન વ્યાકરણજી; (૧૧) વિપાકજી.

બાર ઉપાંગનાં નામઃ

(૧) ઉવવાઇજી; (૨) રાયપ્રશેણીજી; (૩) જીવા-ભિગમજી (૪) પન્નવણાજી; (૫) બુદ્ધિ પન્નતિજી; (૬) ચંદ્ર પન્નતિજી; (૭) સૂર્ય પન્નતિજીઃ (૮ નિર-યાવદ્દિત્રકાજી; (૯) કપ્પિયાજી; (૧૦) પુફિયાજી; (૧૧) પુકચોલિયાજી (૧૨) વન્હિદશાજી.

ચાર મૂલ આગમના નામ.

(૧) ઉત્તરાધ્યયનજી; (૨) દશવિકાલિકજી (૩) નંદીજી (૪) અનુયોગધારજી

ચાર છેદ આગમનાં નામ.

(૧) વ્યવહારજી; (૨) વૃહત્કલ્પજી (૩) દશા શ્રુતસ્કંદજી; (૪) નિશીથજી. બત્રીસમું. આવશ્યકજી એ બત્રીસ આગમો વિદ્યમાન છે.

—o—

## વ્યાખ્યાનની સમાપ્તિ સમયે બોલાતી સ્તુતિ.

એટલા ભાવ કહેવાણાં, બાકીના ભાવ અવસરે કહેવાશે.

### દોહરા.

હે પ્રભુ ! હે પ્રભુ ! ! શું કહું, દીનાનાથ દયાળ
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ, (૧)

નથી આજ્ઞા ગુરૂ દેવની, અચળ કરી ઉર માંહિ;
આપ તણો વિશ્વાસ દ્રઢ, ને પરમાદર નાંહિ. (૨)

અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન્;
સેવ્યા નહિ ગુરૂ સંતને, મુકયું નહિ અભિમાન (૩)

સંત ચરણ આશ્રય વિના સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક. (૪)

સહુ સાધન બંધન થયા, રહ્યો ન કોઇ ઉપાય,
સત્ સાધન સમજો નહિ, ત્યાં બંધન શું જાવ ? (૫)

પ્રભુ! પ્રભુ! લય લાગી નહિ, પડયો ન સદ્ગુરૂ પાય,
દીઠા નહિં નિજ દોષતો, તરીએ કોણ ઉપાય? (૬)

અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? (૭)

પડી પડી તુજ પદ પંકજે, ફરી ફરી માગું એજ,
સદ્ગુરૂ, સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરી દેજ. (૮)

એહવું જાણી તનધન યૌવન અસ્થિર જાણી, કાયા માયા કારમી જાણી, જેવો સંધ્યાનો વાન, જેવો કુંજરનો કાન, જેવું પીંપલનું પાન, જેવો વા વચ્ચે દિવડો, જેવી વેલુની ભીંત, એવો સંસાર અસ્થિર જાણી, સત્તરભેદે સંયમ પાલી, બાર ભેદે તપ તપી, નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યને આરાધિ, સુગુરૂ સુદેવ સુધર્મને સેવી, કુગુરૂ કુદેવ કુધર્મને છંડી; દેવ અરિહંત ગુરૂ નિર્ગ્રંથ, ધર્મ કેવલીનો ભાષિત, એ ત્રણ તત્વને આરાધી હિંસા માર્ગને છાંડી, આશ્રવને છંડી, સંવરને સેવી, દયાને સેવી, આવતા કર્મ રોકી, જુનાં કર્મ ખપાવી, જીનેશ્વરદેવના માર્ગને અર્ધાવી, મલાવી રત્નત્રયની આરાધના કરી, પૂર્વે અનંતા જીવ તરી પાર પામ્યા છે. વર્તમાન કાળે સંખ્યાતા જીવ તરે છે, આગમિક કાલે અનંતા જીવ તરશે, એવું જાણી, દયા, ક્ષમાને વિષે, જે જીવ ઉદ્યમ કરશે, તે જીવ તરીને સંસારનો પાર પામશે.

## इति समाप्त.

# સૂચના.

હરેક ભાઈઓ અને બ્હેનોને ખાસ નમ્રતાપૂર્વ સૂચના કરવામાં આવે છે કે આ પવિત્ર પુસ્તક કોઈ ઉઘાડે મુખે તથા દીવાને અજવાળે વાંચવું ન તેમજ અશુદ્ધ ભૂમિ, શરીર, યા વસ્ત્ર હોય તો વાંચવું નહિ.

વળી આ પુસ્તક ફાટીતૂટી ન જાય, તેમજ ડાઘા ન પડે વિગેરે કોઈ પ્રકારે ખરાબ સ્થિતિ ન થાય તેને માટે પોતાના જીવની માફક સંરક્ષણ કરવું. જેથી આપણને કોઈ પ્રકારે અશાતના ન લાગે.

સુજ્ઞેષુ કિંબહુના.

લી० આપનો ધર્મબંધુ,

શા. દુર્લભજી લક્ષ્મીચંદ.

આ પુસ્તક મુંબઈ નં ૯૩ ચીંચપોકલી પરેલરોડ પર નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં રા. જાદવજી પ ઠક્કરે છાપ્યું છે. અને શા. દુર્લભજી લક્ષ્મીચંદે ગામ ( (કાઠીઆવાડ)માં પ્રગટ કર્યું છે